# અર્પણપત્રિકા.

ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજા ધિરાજા
આચાર્ય શ્રી શ્રી ગોસ્વામીશ્રી વ્રજ
ભૂખણલાલજી શ્રી રમણલાલજી
મહારાજશ્રીના ઘરના શેવક

પટેલ. શ્રીધર મુળજી. મુ. બાવળા.

મહારાજશ્રીની આજ્ઞાથી આ પાટોત્સવના વર્ણન રૂપ પુસ્તકને તૈયાર કરી હું આપને પ્રેમ પૂર્વક અર્પણ કરૂંછું. આ મહોત્સવનું કાર્ય આપના અગ્રેશરપણાનીચે થવાથી અને આ પુસ્તક છપાવી ઉદારતા દેખાડી છે, તેવીજ ઉદારતા આવા બીજા અન્ય શુભ કાર્યોમાં દેખાડતા રહેશો એવી સદા આશા છે.

અક્ષયત્રતીયા વૈશાખ સંવત ૧૯૬૩—અમદાવાદ.

લી. સદાનો અનુગ્રહી ત્રિવિક્રમદાસ વર્મા.

. મીત્રમંડળ તરફથી

# માનપત્ર.

## દોહરો.

શીલતણું ભૂશણ ધરી, ધર્મ કામમાં ધાય:
વખણાય જેથી ગામમાં, દાન ગુણથી સદાય. ૧
લાવો લે લખ લૂટનો, સગરી રાખો લાલ:
લલિત છે ધરમદાસનો, સુત રૂડો શીવલાલ. ૨

આપે પોતાના કાકા કમાભાઇની ગાદીએ બેસી તેમની કીરતાને અખંડ જાગતી રાખવા જે દીલસોજી દેખાડી કાર્યદક્ષતા કરી છે, તેથી અમોને ઘણોજ સંતોશ થયો છે. અને કમાભાઇએ બતાવેલી ફરજો અદા કરી ગોસ્વામી મહારાજશ્રીની મરજી સંપાદન કરી કુળને દીપાવ્યું છે. તેવીજ રીતે આ અક્ષય નામના રૂપ માનપત્ર આપનેજ એટલે "પટેલ શીવલાલ ધર્મદાસ" ને હું અર્પણ કરૂંછું. તે પ્રેમ પૂર્વક સ્વીકારશો.

લી. બાવળા મીત્રમંડળ તરફથી
ત્રિવિક્રમદાસ વર્મા.
અમદાવાદ.

શ્રી રાધાવલ્લભી ભક્તિસંગ્રહ

# પાટોત્સવનાં ધોળ.

## કુંડળીયો.

વંદો રાધા રમણ પદ, મહા મંદમતિ મોરિ;
વિદ્યા બળ મોહિ દિજીએ, વિનય કરોં કરજોરી.
વિનય કરોં કરજોરિ, પાટઓત્સવ ગુણ ગાવોં;
કથુ યુગલ ગુણ ગ્રામ, યથામન મોદ બઢાવોં;
કહે ત્રિવિક્રમદાસ, ટળે ભવકી સબ બાધા;
ભક્તિ ભાવ ઉર લાય, રટે નંદ નંદન રાધા.

## સુદી ૨ ને ગુરૂવારે રાત્રે ચઢેલા શ્રીજીના વરઘોડાનું વર્ણન.

### ધોળ.

( અનિરૂદ્ધજીની ઘોડલીનો રાગ. )

કહું વરઘોડાની વારતારે,
થઇ સાંભળો સરવે ચૂપ;
રાધેશ્યામ વરઘોડે ચઢમારે,

કાંઇ શોભા વાધી છે અનૂપ;
વરઘોડો રાધીકેશનો.
જુવે જુવે નગરનારે લોક;
વૈભવ રાધીકેશનો. ટેક.
સુખાસને ચઢી ચાલીયાને,
સંગે રાધિકાજી છે સાર;
વૈષ્ણવોને આનંદ આપતારે,
સાથે ગોસ્વામી શોભે ઉદાર. વરઘોડો. ૧
શ્રી મહારાજા ધર્મ ગુરૂજી,
શ્રી બ્રજભૂખણ લાલ;
શ્રીજી સાથે પ્રેમે ચાલતારે,
ધરી અંતરમાં ઘણું વ્હાલ. વરઘોડો. ૨
શ્રી ઘનશ્યામ લાલજી સુંદીર,
ચીરંજીવી શ્યામલાલ;
પુષ્પ વધાવે લોક ગામનારે,
દર્શન કરી થાય છે ન્યાલ વરઘોડો. ૩
પાલખી મ્યાનો વાહન રથ શુભ,
નાના ભાંતી બહુ જાત;

વૈષ્ણુવોની સંગે દીપતારે,
તેની શોભાની શી ઘણી વાત. વરઘોડો. ૪
દુંદુભી ગડગડે વ્યોમ ગાજે,
બની રાધીકેશની શોભાય;
ગુણીજન ગાન કરે ઘણાંરે,
નાચ વિધુવટીઓ[૧] ના થાય. વરઘોડો. ૫
આભૂશણો અંગે ઓપતાં કાંઈ,
મૂક્તા ફળનીરે માળ;
કુમકુમ અત્તર બ્હેકીયાંરે,
હારે ચુવો મોગરો રસાળ. વરઘોડો. ૬
કાંતી રામાતણી ઓપતીરે કાંઇ,
હરખ વાધ્યો છે મન્ન;
સ્ત્રીજન મંગળ ગાવતીરે,
મંગળ દીવો લૈ થયાં પ્રસન્ન. વરઘોડો. ૭
પરિક્રમા કરે શ્રીજી પોતે જુવે,
સુર સહીત સહુ લોક;
પુષ્પ વધાવે નાકે[૨] દેવતારે,

૧ અપ્સરાઓ. ૨. આકાશે.

ઉભાં વિમાન થોકા થોક. વરઘોડો. ૮

આતસ બાજી ઉડે અવનવી કાંઇ,
જુદા જુદા છે તેના રંગ;
ચકીત થાય તેને દેખતાંરે,
સૌને આનંદ વાધ્યો છે અંગ. વરઘોડો. ૯

ફરે નગ્રમાં શ્રીજી સહુ ગોસ્વામી,
કરવા સફળ લોચન;
આ કળીના જીવ ઉદ્ધાર વારે,
પ્રગટ્યા પાપ તણારે મોચન.[૩] વરઘોડો. ૧૦

વાજતે ગાજતે આવીયા કાંઇ,
નવા મંદિરને ઠામ;
શ્રીજી સહુપોતે પધારીયારે,
સીંહાસને શ્રી શામાશ્યામ. વરઘોડો. ૧૧

આ લીલાને પ્રેમે ગાયને સાંભળે,
છે તેનો ગોલોક વાસ;
સત્ય કહું છું જુઠું નથીરે,
ભક્તિ તણું વર પામે ખાસ. વરઘોડો. ૧૨

---

૩. પાપોનો નાશ કરનારા.

નામ જપેથી પુન્ય ઘણું થાએ,
થાય છે પાપનો ક્ષેય;
પ્રેમથી વૈષ્ણવો બોલજો રે,
રાધા વલ્લભલાલની જેય. વરઘોડો. ૧૩
આરે આનંદ મુખે કહ્યો નવ જાએ,
ગાતાં પ્હોચે મન આશ;
દાસનો દાસ થવા ઇચ્છતોરે,
એવી આસ છે ત્રિવિક્રમ દાસ. વરઘોડો. ૧૪
રૂદીયે મારા વાસ વસો પ્રભુ,
પૂરો સહુના મનકોડ;
ત્રિવિક્રમ પ્રેમથી બોલજો રે,
એકવારરે શ્રી રણછોડ. વરઘોડો. ૧૫
ઓગણી ત્રેસઠે જેઠ સુદમાં,
છે બીજને ગુરૂવાર;
આરે આણંદ બાવળે થયો રે,
કમાભેના મંદિરે નિરધાર. વરઘોડો. ૧૬

# ગરબો.

આવો નવા મંદિરની માંય,
શ્રી મુખ જોવાને;
રાધા વલ્લભ બીરાજ્યા ત્યાંય,
ભવ દુઃખ ખોવાને. ટેક.
સંવત ઓગણી ત્રેસઠ સાલે,
ઉત્તમ જેઠ માસરે;
શુકલ બીજને વારગુરૂથી,
થયો આનંદ ઉલ્લાસ. શ્રીમુખ. ૧
ભક્તિ સ્વરૂપ જે શ્રી રાધાજી,
ભક્તિ તણો અવતારરે;
વામ ભાગે શોભેછે સુંદીર,
કનકે કૌસ્તુભ સાર. શ્રીમુખ. ૨
પ્રીયા પ્રીતમનું મનહર રૂડુ,
અવિચળ પ્રેમી જોડુરે;
તેહ સમોવડ બીજુ નથી જગમાં,
છે દેવ દાનવે કજોડુ. શ્રીમુખ. ૩

૨૮-૧૪



અખંડ વૃંદારણ્ય વિહારી,
ભકતોને સુખદાતારે;
રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ પ્રેમથી ભજતાં,
છે અંતે સુખ સાતા. શ્રીમુખ. ૪
સભરા મંડપ સારો રચીયો,
શોભાનો નહીં પારરે;
પ્રીતે પ્રભુને ત્યાં પધરાવ્યા,
દર્શન કરે નરનાર. શ્રીમુખ. ૫
પાટોત્સવનો પ્રતિષ્ઠા રૂપી,
મહા યજ્ઞ કહેવાયરે;
નગ્ર તણાં નરનારી બાળક,
સહુ જોવાને ધાય. શ્રીમુખ. ૬
ચાલ્યો સમારંભ પાંચ દીવસનો,
તે વરણ્યો નવ જાયરે;
વેદ પાત્ર બ્રાહ્મણના મુખથી,
વેદની ધૂનીયો થાય. શ્રીમુખ. ૭
પ્રતિષ્ઠા રૂપી મહાયજ્ઞનો,
મહીમા જાણે કોકરે;

નગર લોક સહુ જોવા આવે,
નરનારી થોડા થોક. શ્રીમુખ. ૮
આરે આનંદ સહુ જોવા આવે,
પણ જો એ કામ ન થાયરે;
પ્રેમ લાવીને રાધા કૃષ્ણને ભજતાં,
જન્મ મરણ દુઃખ જાય. શ્રીમુખ. ૯
આ સુખ સ્વપ્ને ન્હોતુ દીઠું,
તે નજરે જોયું આજરે;
મનના મનોરથ પુરણ કરીયા,
સરીયાં સઘળાં કાજ. શ્રીમુખ. ૧૦
આ સુખ જોતાં જોતાં નિત્યે,
મોહી રહ્યું મન મ્હારૂંરે;
આવા મહોત્સવનીરે ચરણરજ,
સદાએ મુસ્તક ધારૂં. શ્રીમુખ. ૧૧
હુંને મ્હારૂં દૂર પળાવો,
તજાવો દેહાભી માનરે;
સદાએ સતસંગ મુજને આપો,
ધરવા તમારૂં ધ્યાન. શ્રીમુખ. ૧૨

નાગર ભગત છે વડીલ મ્હારા,
વૃદ્ધ પ્રપીતાના પ્રતાતરે;
ગુરૂ રામનુજ સ્વામીની કૃપાથી
છે ક્ષત્રી કુળે પ્રખ્યાત. શ્રીમુખ. ૧૩
ઘન શ્યામ દાસના સુતજ રૂડા,
લક્ષ્મી રમણુ દાસરે;
તેમના ચરણુની શેવા કરનારો,
તનુજ ત્રિવિક્રમ ખાસ. શ્રીમુખ. ૧૪
અમદાવાદે આસ્તોડીયામાં,
મ્હારૂં છે મુકામરે;
ઘેર છે મંદીર રૂડુ પ્રભુનું,
શ્રીજી પૂરે મન હામ. શ્રીમુખ. ૧૫
હરિજનો પાસે એટલું માગું,
પુરો મનવાંચ્છીત કોડરે;
દાસ ત્રિવિક્રમ કહે કર જોડી,
બોલો જે જે શ્રી રણુછોડ. શ્રીમુખ. ૧૬
ગરબો.
આવો આવો હરિજનો આજ,

પાટોત્સવમાં પ્રીતે;
તજી તજી સહુ ઘરનાં કાજ,
શ્રીજીને ભજો નિત્યે. ટેક.
શ્રીજીને ભજેથી સહુ કામ સીધે,
પ્હોંચે મનની આશરે;
તન મન અરપી શરણે જાતાં,
વેગે ટળે જમ ત્રાસ. પાટો. ૧
ગોસ્વામી શ્રી શ્રી મહારાજા,
શ્રી બ્રજભૂખણ લાલરે;
દેવીદાસનું કુળ શેવક છે તેમનું,
પ્રીતે ભજે રાધાલાલ. પાટો. ૨
જાતે પટેલ છે ગામમાં રૂડા,
બાવળા મધ્યે વાસરે;
કમાયા શ્રીની કૃપાએ કમાલે;
તેમના પીતા છે દેવીદાસ. પાટો. ૩
મહારાજશ્રીએ આજ્ઞા કીધી,
કરો ધર્મનું કામરે;
સદ ઉપયોગ કરો પોતાની કમાઇનો,

જેથી રહે શુભ નામ. પાટો. ૪
વિચાર કર્યો સ્વ કુટુંબે પોતે,
મનમાં થઈ પરસન્નરે;
બંધાવો મંદિર ગામમાં રૂડું,
કરે સૌ શ્રીનાં દરસન્ન. પાટો. ૫
શ્રી રાધાવલ્લભજીનું મંદિર,
પ્રસિદ્ધ કરી એવી વાતરે;
જાણ થયું છે દેશ પરદેશે,
શુભ કીરતીની ખ્યાત. પાટો. ૬
ખાત મુહુરત ગુરૂ તેડી કરાવ્યું,
મનમાં ધરી ઉમંગરે;
અડધુ મંદીર તૈયાર થયું ત્યાં,
થયો રંગમાં ભંગ. પાટો. ૭
દૈવઇચ્છાથી સ્વર્ગે સીધાવ્યા,
કમાસા હરિ જન્નરે;
મનની મુરાદો મનમાં રહીગઇ,
તજ્યો દેહ તતક્ષણ. પાટો. ૮
મરતાં વિવેક કીધો મંદિરનો,

તૈયાર કરી એક વીલરે;
દેહનો ભરૂંસો કાચો જાણીને,
નવકરી કાંઇ ઢીલ. પાટો. ૯
ગોસ્વામી શ્રીશ્રી મહારાજા,
શ્રી બ્રજભૂખણ લાલરે;
તેમના નામનું વીલ કરી આપ્યું,
ધરી અંતરમાં વ્હાલ. પાટો. ૧૦
સને ઓગણીસે છની સાલે,
હતો ડીસેંમ્બર માસરે;
ત્રીજી તારીખે વીલ કરી આપ્યુ,
કરી રજીસ્ટર ખાસ. પાટો. ૧૧
ઓગણીસેને સાતની સાલે,
ફેવરવારી મહીનોરે;
નવમીએ વીલ રજીસ્ટર ધોળકે,
વાગ્યો શીકકો લાલ શહીનો. પાટો. ૧૨
કરી વ્યવસ્થા અતિ ઘણી સુંદીર,
કહું તેનો વિસ્તારરે;
પ્રથમ ગુરૂજીને મીલકત અરપી,

મંદિર માટે નિરધાર. પાટો. ૧૩

પચીસ હજાર રોકડા રૂપૈયા,
ખરચ્યા મંદિર માંયરે,
ઠાકોરજીનો નીત નેક નીભાવવા,
કરી તેની વ્યવસ્થાય. પાટો. ૧૪

બાવીસ હજારનો ગરાસ આપ્યો,
ખેતર રોકડ નાણુંરે;
શુભ રીતે શ્રીજીને ભોગ ધરાવવા,
બપોર સાંજ ને વ્હાણું. પાટો. ૧૫

મંદિરની વ્યવસ્થા કરવા માટે,
ચાર ગૃહસ્થો નીમ્યારે;
પ્રસિદ્ધ છે ગામે રૂડેરા નામે,
છે સદગુણની સીમા. પાટો. ૧૬

રૂડા વહીવટે મન સંતોશી,
કાઢશો સારી કીરતીરે;
મહારાજ પ્રત્યે બતાવેલી લાગણી,
નથી મને એ વિસરતી. પાટો. ૧૭

પ્રથમ વહીવટદાર છે રૂડા,

છગનલાલ ગોપાળરે;
બીજા શુકલનંદલાલને જાણો,
મુળશંકરના બાળ. પાટો. ૧૮
બાળમુકુંદ કીશોરદાસ છે,
ત્રીજા વહીવટદારરે;
અમૃતલાલ વીઠ્ઠલ છે ચોથા,
સહુકામે હુંશીયાર. પાટો. ૧૯
એ ઉછે સરવે કામે સૂરા,
નથી કાંઇ અધૂરારે;
ગુરૂ શેવામાં તન મનવારે,
ભક્તિ માંહી છે પૂરા. પાટો. ૨૦
ઉત્તમ કુળના કુલીન કહાવે,
ધરમ કામ કર ધરતારે;
સ્વભૂજ બળનો પ્રતાપ દેખીને,
અરિજનો મનમાં ડરતા. પાટો. ૨૧
દેવીદાસના છે ત્રણ પૂત્રો,
કુળતણા ઉજાળરે;
કુબેર કમાસા ધરમદાસ છે,

નિત પૂજે રાધાલાલ. પાટો. ૨૨
કુબેર દાસના સુતજ રૂડા,
જે હરગોવન નામરે;
શીવલાલ ભાઇની સાથે રહીને,
કરતા ધરમનું કામ. પાટો. ૨૩
કમાસા નીરવંશ સીધાવ્યા,
થયા સ્વર્ગના વાસીરે;
રાધા વલ્લભનું મંદિર બંધાવી,
કમાયા કીરતી ખાસી. પાટો. ૨૪
ધરમદાસના કૂળની પકજે,
ધરમ રૂપ શીવલાલરે;
કમાસાએ પુત્રવત ગણી પાળ્યા,
અંતરમાં ધરી વ્હાલ. પાટો. ૨૫
પોતાની મીલ્કતના વારસ નિમ્યા,
ખરાગણી હકદારરે;
લ્હેણું દેણું લેવા આપવા માટે,
આપ્યો સહુ અધીકાર. પાટો. ૨૬
મંદિર કેરો સઘળો વહીવટ,

સોંપ્યો શીવલાલ હાથરે;
નવા જુના કામે સલ્હાને માટે,
રાખ્યા એ ચારને સાથ. પાટો. ૨૭
પટેલ શ્રીધર મુળજી ભાઇ,
મંદિરના કારભારીરે;
શ્રીજીને ગુરૂની શેવા કરે પ્રીતે,
તન મન નાંખે વારી. પાટો. ૨૮
કમાભાઇએ સઘળી વ્યવસ્થા,
પોતાના હાથે કીધીરે;
ચાંદો સુરજ તપે ત્યાં લગીની,
અખંડ નામના લીધી. પાટો. ૨૯
તે મંદિરની પ્રતિષ્ઠા કરવાનો,
મનમાં કર્યો વિચારરે;
ગોસ્વામીજીની આજ્ઞા પરમાણે,
કરી સામગ્રી તૈયાર. પાટો. ૩૦
સંવત ઓગણી ત્રેસઠ સાલે,
રૂડો છે મહીનો જેષ્ટરે;
અજવાળી છઠને સોમેસવારે,

કરી પ્રતિષ્ઠા શ્રેષ્ટ. પાટો. ૩૧
માન્યો સાતમે હીંડોળાનો મનોરથ,
મનમાં ધરીને વ્હાલરે;
આઠમે રાધાષ્ટમીનોરે માન્યો,
ગોસ્વાતીએ તતકાળ. પાટો. ૩૨
પછી કળસનો કાઢયો વરઘોડો,
સ્વમાર્ગ રીત અનુ સારરે;
ચોરાસી કરી ભૂદેવોની રૂડી,
કર્યું સૌ શાસ્ત્ર ધાર. પાટો. ૩૩
વૈષ્ણુવ મંડળ પ્રીતે જમાડયું,
થયો છે જે જે કારરે;
અમરપૂર સૂધી કીરતી સંચરી,
ત્રણુ લોકે નિરધાર. પાટો. ૩૪
આરે આનંદ મુખે કહ્યો નવજાએ,
મોહી રહ્યું મન મ્હારૂંરે;
આવા મહોત્સવ નીરે ચરણુરજ,
પ્રીતેથી માંથે ધારૂં. પાટો. ૩૫
આવા દીવસો પ્રભુ નિતનિત આપો,
થાજો લીલા લ્હેરરે;

સઘળી પ્રજામાં એક સંપજામો,
ટળજો ઇરશા ઝેર. પાટો. ૩૬
ધન ધાન્ય પુત્રાદીક વધુ આપો,
સદાએ મંગળદીનરે;
નવ નવા આનંદ દેજો દયા નિધી,
એવું માગું થઇને દીન. પાટો. ૩૭
અપાર મહીમા હરિ ગુણકેરો,
કહેતાં પારન પામુંરે;
હરિ ગુરૂ સંત સાધુના ચરણમાં,
પ્રીતે શીશહું નામું પાટો. ૩૮
કાવ્યકળા હું કાંઇ નવ જાણું,
છું હરિ જનનો દાસરે;
ભૂલચુકની માફી માગું;
એવી છે ઉરમાં આશ. પાટો. ૩૯
શ્રીજી સૌને ધન ધાન્ય આપી,
પૂરજો મનની આશારે;
સૌની અભિલાશા પુરો પૂર્ણાનંદ,
એવું માગે ત્રિવિક્રમદાસ. પાટો. ૪૦

# ધોળ.

(હુતો ગણેશ મનાવા જઇશ. એરાગ)

મ્હારે મંદિર બીરાજ્યા રાધી કેશજી,
હુતો લળિ લળિ લાગુ પાય. મ્હારે. ટેક
મ્હેતો શેરીઓ વળાવીને સજકરી,
પ્રીતે પાથર્યા લીલા પીળા પાટ; મ્હારે.
મ્હેંતો મંદિર શણગાર્યુંરે ભાવથી,
મ્હેંતો પુલડાં વેરાવ્યાં ચારે વાટ. મ્હારે. ૧
મ્હેંતો શણગાર ધર્યા હરિને ભાવતા,
ચરણા ચોળીને ઘર ચોળાં ઘાટ મ્હારે.
મ્હેંતો ગોખે ગોખેરે દીવા કર્યા,
હરખે બંધાવી હીંડોળા ખાટ મ્હારે. ૨
મ્હેતો કંકુ કેસરનો ગારો કર્યો,
મેળવ્યો મૃગમદ તમ માટ; મ્હારે.
કરૂં તિલક કેસર કસ્તુરી તણું,
મંગળ દ્રવ્ય ચોટાડું લિલાટ. મ્હારે ૩
હુતો પુષ્ય વધાવુંરે પ્રેમનાં,
દર્પણ દેખાડું શ્રીને મારે હાથ. મ્હારે

મ્હેતો મેવા પકવાનો સૌથાળે પૂર્યા,
પ્રીતેઆરોગો રાધિકાજી સાથ. મ્હારે ૪
મ્હેતો જળ જુમનાંની ઝારી ભરી,
શુદ્ધા ચમન કરો દીના નાથ; મ્હારે
મ્હેતો બીડી વાળી બત્રીસ પાનની,
લ્યોને મુખવાસ કરૂણા નાથ. મ્હારે. ૫
મ્હેંતો થાળ ભરીરે શગમોતીએ,
પ્રીતે વધાવું હું ગોસ્વામી સાથ; મ્હારે
મ્હેતો મંગળ દીવડો અજવાળીયો,
કર નીરાંજની જોડી હાથ. મ્હારે ૬
મ્હેતો ચોપટ ઢાળીરે ભાવથી,
હેમ સોગટાં પાસા છે સાથઃ મ્હારે.
રાધા કૃષ્ણ રમજો રંગભેરથી,
ભાવે રમત રમો આખી રાત. મ્હારે ૭
મ્હેતો સ્નેહ તણીરે સેજ પાથરી;
પોઢણુ કરોને ગોપીનાથ; મ્હારે.
પાસેદાસ ત્રિવિક્રમ ઉભો રહી,
વાયુ ઢાળે વિંજણો લેઇ હાથ. મ્હારે ૮

# ધોળ.

(સોનાના સ્થંભ હીરે જડયારે એ રાગ.)

આજ આનંદ મારે અતિ ઘણોરે,
પાટે બેઠાછે સુંદીર સ્યામ,
આનંદ રંગ અંગમાંરે.
સહુ ભેળા મળી ગીતો ગાઇએરે,
જેથી પામીએ સુખનું ધામ. આનંદ. ૧
ખાંતે ખાંતે રળેલુ ધન ખરચીનેરે,
લૈયે સંસારમાં શુભ લ્હાણુ; આનંદ.
કીધી ગામ વિશે મ્હોટી નામનારે,
થાય કમાભૈ નારે વખાણુ. આનંદ. ૨
સારા કામથી કુળ અજવાળીયુંરે,
બંધાવ્યું મંદિર તતકાળ; આનંદ.
ધન્ય ધન્ય ઘડી ધન્ય દાહાડલોરે,
કરે વખાણુ વૃદ્ધને બાળ. આનંદ. ૩
ઘેર ચતુર ચીતારા તેડાવીયારે,
રચે ચિત્ર શાળા અને ચોક; આનંદ.
મ્હોટો મંડપ રૂડો રચાવીયોરે,

આવી બેસે ત્યાં સદગુણી લોક. આનંદ. ૪
મહાજન સાજન સૌ મળ્યાંરે,
દીસે મંડપ ઝાક ઝમાળ; આનંદ.
ઘણાં હરખે વાજીંતર વાગતાંરે,
રૂડો દીવસ દેખાડયો કૃપાળ. આનંદ. ૫
માળી લાવ્યો છે ફુલતણી છાબડીરે,
ગુંથી હાર તોરા રૂડા ગુચ્છ; આનંદ.
લાવ્યો તંબોળી પાનનાં બીડલાંરે,
રૂડાં સોનેરી વરખનાં સ્વચ્છ. આનંદ. ૬
ધ્વજા તોરણો પતાકા દીપતીરે,
કર્યો કેસર તણો છંટકાવ; આનંદ.
ભલાં ભાવતાં ભોજન જમાડીનેરે,
લીધો લોકમાં લાખેણો લાવ. આનંદ. ૭
દીવા બત્તીયો વિજળીની શોભતીરે,
જાણે ઉગ્યો છે પુનમનો ચંદ્ર; આનંદ.
તારે શોભાથી મોહ્યા દેવતારે,
ભાન ભૂલીયો બાપડો ઇંદ્ર. આનંદ. ૮
પ્રીજી આપો આવા દીન ઉજળારે,

કરિએ આનંદ ઓચ્છવ ખાસ; આનંદ.
થાય સફળ જનમ સંસારમાંરે,
હીલથી કહે ત્રિવિક્રમ દાસ.
આનંદ રંગ અંગમાંરે. આનંદ. ૯

## ધોળ.

( સત્તગુરૂ સ્હાય કરો એક વારરે.–એ રાગ. )

આજ મ્હારે મંદિરે હરિજન આવ્યારે,
પ્રેમ થકી રાધે શ્યામ પધરાવ્યારે;
ભજન કરોને સરવે ઉલટ આણીરે,
આ સમયને સઉથી ઉત્તમ જાણીરે. ૧
લ્યોને તમે મુનશા હેહીનોલ્હાવોરે,
હરિજનો હળી મળી ગુણ ગાઓરે;
જન્મ ધર્યાનું સાર્થક રાધા ભજીએરે,
દુષ્ટ વાસના અંતરમાંથી તજીએરે. ૨
મુનશાહેનો લ્હાવો તો રધાકૃષ્ણ ભજવારે,
મનક્રમ વચનોથી દુરી જનો તજવારે;

આજ મ્હારે આનંદની છે હેલીરે,
શ્રીજી આગળ નાચી લ્યો લજ્યા મેલીરે. ૩
અગનાનીના વચનો ઉરે નવ ધરશોરે,
પ્રીતે રાધા કૃષ્ણ ભજે ભવ તરશોરે;
દાસ ત્રિવિક્રમના પુરો મન કોડરે,
સરવે મંડળી બોલજો શ્રી રણછોડરે. ૪

---

## ધોળ.

(ગુલાબ વાડી ચોટા વચ્ચે રોપી-એ રાગ.)

ધન્ય ધન્ય જેણે રાધા વરને જોયારે,
દરશન કરતાં ત્રણે તાપો ખોયારે;
ગોલોક વાસી રાધા કૃષ્ણ જાણોરે,
પ્રેમ લાવીને ધ્યાન રૂદે આણોરે. ૧
અંતરમાંથી રાધા કૃષ્ણ ગઇએરે,
સનમુખ જાતાં રહેજે પાવન થઇએરે;
રાધાવરનો મહીમા જુગમાં મ્હોટોરે,
બીજી વાતે આવે અંતે ટોટોરે. ૨

માટે રાધા કૃષ્ણ સહુ ભજજોરે,
અંતરમાંથી કપટ વાસના તજજોરે;
ત્રિવિક્રમની એવીછેરે વાણીરે,
તેને તમે રૂદે લ્યો પરમાણીરે. ૩

---

## ઘોળ.

( વ્હાલા શેને વેગળારે.—એ રાગ. )

રાધા કૃષ્ણ કૃષ્ણ નિત ગાઇએરે,
માળા કર માંહી સાહીએરે;
રટીએ પ્રીતે શ્રી રાધાલાલરે,
વૈષ્ણવો.
નેહકરો રાધા કૃષ્ણશુંરે. ટેક
મને રંગ તમારો લાગીયોરે,
મારો તે દીનનો ભે ભાગીયોરે,
મારા રૂદેમાં પ્રેમ જાગ્યોરે;
વૈષ્ણવો નેહ કરો રાધા કૃષ્ણશુંરે. ૧
મારી મેની પીડા ટાળો વીઠલારે,
તમને રૂદે કમળમાં દીઠલારે;

જેથી ધરૂં તમારૂં ધ્યાનરે;
વૈષ્ણવો નેહકરો. ૨
વ્હાલી લાગે છે વેણુ આપતણી,
મોહ્યા સુરનર મુનિવર નાગ ઘણી;
કરે મનક્રમ વચને શેવરે,
વૈષ્ણવો નેહકરો. ૩
હુંતો પામર પાપી અખંડ પૂરો,
નથી એકે વાતમાં અધૂરો,
બાનુ ધર્યાની લજ્યા રાખજો;
વૈષ્ણવો નેહકરો. ૪
કરજોડી વિનંતી હું કરતો,
વ્હાલા તારા માટે ફરૂં છું ફરતો;
રખે મુકતો મને જો રખડતો,
વૈષ્ણવો નેહ કરો. ૫
દાસ ત્રિવિક્રમને મ્હારો કહો,
જઠરા અગનીની ઝાળ દહો;
પ્રેમ ભક્તિ તણું વરદાને,
વૈષ્ણવો નેહકરો રાધા કૃષ્ણ શુંરે. ૬

# ધોળ.

( પાંચ કળીનો લાડવો વનમાળીરે-એ રાગ. )

વૃખભાન લલી પાટે ચઢી, સખી હેલીરે,
જમણે સોહે શ્રી કૃષ્ણ, આનંદની હેલીરે
ભુશણો અંગે દીપતાં, સખી હેલીરે.
ખુનીજનાં રૂડાં સ્વચ્છ, આનંદના હેલીરે.
નખસીખ સુધી શોભતાં, સખી હેલીરે.
લાલમણીનારે હાર. આનંદની હેલીરે.
લલિત વદન રંગીયામણું. સખી હેલીરે.
ઝીણાં વસ્ત્રો અંગેસાર, આનંદની હેલીરે.
રમ્યાં કૃષ્ણજી શું બાળી, સખી હેલીરે.
મગન થઇ રળીયાત, આનંદની હેલીરે.
નવલા ભોગ આરોગતા, સખી હેલીરે.
લાલ દાધાજીની સાથ, આનંદની હેલીરે.
જીવણ જુગતે પોઢતા, સખી હેલીરે.
ગોલોકવાસી ખાસ, આનંદની હેલીરે.
સ્વામી નીજી રૂડાં ઓપતાં સખી હેલીરે.
મીષ્ટ વચનોથી પાસ આનંદની હેલીરે.
શ્રીનાં સ્વચ્છ હું ઝાલતો, સખી હેલીરે.

ગુરૂગમથી હું નીત્ય, આનંદ દેખાડેરે.
ત્રિવિક્રમ આનંદે બાળી, સખી હેતારે.
વદે છે વાણી સત્ય, આનંદની હેલીરે.

---

## ધોળ.

( કંકુ છાંટી કંકોતરી મોકલી-એ રાગ. )

અખ ભાન દુલારીને પુછીએ,
રમે કૃષ્ણ શું કુંજમાં નિત્ય;
રાધે બન્ને હેતશું.
જમનાં ત્રટ અતિ રળીયામણા,
મહાલે અકળ સ્વરૂપે સત્ય. રાધે. ૧
ભૂમી વૃજ તણીરે પાવન કરી,
નવા નિત નિત કરી વિહાર. રાધે.
ખલક તણા સ્વામી છે સામળા,
લાવ્યણતા દાખે છે અપાર. રાધે. ૨
નવની કુંજે ફરે સહુ પ્રેમથી,
લલીતા વિશાખા સખી સાથ. રાધે.
લાવો લેછે પુરવની પ્રીતનો,

જીણા હોય તે જાણે વાત. રાધે. ૩
લવનિમેશ વિયોગ ન વેઠતાં,
ગોલોકમાં છે જાણે વાસ: રાધે.
જીવકળીના ઓધારે આવીયા
સ્વામી ત્રિવિક્રમનારે ખાસ રાધે ૪

## ધોળ.

(મારા માફા દેખીને વ્હેવાઇ વહી ગયો એરાગ.)

ગોલોકવાશી આવ્યા હેતથી,
શ્રીજી સહીત રાધા સ્વામ; રાધે ભજો હેતશું.
સ્વામી પરજો શેવક પ્રીતી કરે,
ઘરતણું સમેટી સહુ કામ. રાધે. ૧
શ્રીજી પૂરે તેની મન કામના,
નવ રહે કોઇ વાતે નુન્ય; રાધે
શાસ્ત્રરીતે અનુસરી ચાલતાં,
શાય થાય આવી પુર્વ પુન્ય. રાધે ૨
મન તન ધન અરપીને શેવતાં,
મનન કરવાં વચનો નિત્ય; રાધે.
લાવો લે સ્વધરમનો દોહલો,
લાખેણી સ્વગારગની રીત્ય. રાધે ૩

લ્તરીતજવી જુઠીઆ જગતની,
લ્હશકેન જે થકી નામ; રાધે
જીગોથા નિવિક્રમ વરતુસાં પડે,
જીગી દ્રષ્ટી તણુછે કામ રાધે ૪

---

## ધોળ.

(સરવે સગાં બદ્રી પતિને સંભારોરે–એ રાગ.)

ધન્ય ધન્ય આજનો દીવસ ધન્યરે,
મ્હારે ઘેર પધાર્યા રાધાજીવંનરે;
પ્રેમે હુંતો કરૂં છું દંડ પ્રણામરે,
સરવે વૈષ્ણવ ભજોને રાધે શ્યામરે. ૧
નથી કોઇ રાધા સમોવડ અન્યરે,
નિશ્ચે જાણી શ્રીજી ભજે તેને ધન્યરે,
રાધે શ્યામ ગાતાં કોઇ નવ ડરશોરે,
પ્રીતે ભજતાં ભવ દુઃખને તરશોરે. ૨
વિનતી હુંતો કરૂં છું બેઉ કરજોડીરે,
રાધે શ્યામ ભજોને આળસ મોડીરે;
સુરતી નીંદ્રા આળસને કાઢી નાંખોરે,

પ્રેમ ધરીને મુખે રાધા ભાંખોરે. ૩
ભજનમાં કરે જે બીજી વાતોરે,
અંતે તે તો ખાશે જમડાની લાતો;
ધરમ રાય હીસાબ લેશે જયારેરે,
ભજયા વિના જવાપ શો દેશો ત્યારેરે. ૪
માટે હુંતો કરગરી કહું કરજોડીરે,
રાધે ભજો સરવે પરપંચ છોડીરે;
દાસ ત્રિવિક્રમ રાધા કૃષ્ણ ભજીએરે,
અંતર માંથી મોહ મમતને તજીએરે. ૫



## ધોળ.

(એક અરજ સુણ માંછલડી એરાગ.)

જે કોઇ રાધા રાધા કહીને કુદે,
તેનું જાણજો ભાગ્ય થયુંછે ઊદે;
જે કોઇ રાધા કૃષ્ણ મુખે ગાશે,
તેના જનમ મરણનાં દુઃખડાં જાસે ૧
જે કોઇ રાધે રાધે મુખથી બોલે,

તેના અંતરના પડદા ઝટ ખોલે;
રાધા કૃષ્ણ કહી પાડશે જે તાળી,
તેની વારે ચડશે વનમાળી. ૨
જે કોઇ રાધા આગળ પ્રીતે નાચે,
પ્રેમ લાવીને દીલ થકી સાચે;
તેના મનોરથ સહૂ પૂરા થાય,
ભાન ભૂલીને રાધા રાધા ગાય. ૩
રાધા કૃષ્ણને પ્રેમેજે ઉચ્ચારે,
તેતો નવજાય જમ તણેરે દ્વારે;
જે કોઇ રાધે શ્યામના ગુણ ગાશે;
મટી પતીતને તે પાવન થાશે. ૪
રાધા કૃષ્ણ ગાયને જે ગવરાવે,
તેતો ગર્ભવાસમાં કદી ન આવે;
જપે રાધાકૃષ્ણનીરે માળા,
તેને શું કરશે જમડારે કાળા. ૫
ગુણ રાધાકૃષ્ણનારે ગાય,
સ્હેજે ભવ જળને તે તરી જાય;
રાધે રાધે રાધે ઉચ્ચારે પ્રેમે,

ગઉ લોક પામે કૂશળ ક્ષેમે. ૬
રાધાકૃષ્ણ છે રૂડો રંગીલો,
પ્રેમી ભક્ત દેખીને થાય ઘેલો;
માટે રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ કહીએ,
અન્ય તજી ચરણરજ તેની લૈયે. ૭
ગાતાં ત્‍હોચે મનોરથ મન્ન તણા,
રાધાકૃષ્ણ બોલો ન રાખશો મણા;
દાસ ત્રિવિક્રમ દાસતણો છે દાસ,
સદા રાખો પ્રભુ ચરણ પાસ. ૮

---

## સવૈયા.

જો ફૂલકોટિક યજ્ઞ કિયેઅરૂ,
જો ફૂલમકૃપ્રયાગ ન હાયે;
જો ફૂલયાગ અખંડ કરે અરૂ,
જો ફૂલ પૂરણ નેમનિભાયે;
જો ફૂલધામને કે પરસે પુનિ,
જો ફૂલક્ષેત્રનુ વાસ બનાયે;

જો ફુલદાન અમામ કિયેઇક,
સોફુલ રાધે રાધે પલ ગાયે.
કાશી પ્રયાગ ગયા મથુરાદિ
અનેક ન તીર્થકો પુન્ય ધરે;
દાન અસંખ્ય ન હેઇ કોઉ,
બહુ રોજપ યજ્ઞ સુકોટિ કરે
સોહરિધામ નિરંત બસે અરૂ,
અંત સમેયમ શોક ટરે;
દાસ ત્રિવિક્રુમ લેંફુલ એ નિત,
રાધાકૃષ્ણ મુખ પાઠ કરે.

---

## મનહર છંદ.

ઉદાર ગોસ્વામી આપ, કિર્તી નવંખંડે વ્યા
શ્રીજી તણો જપે જાપ, ધ્યાન ધરે મનમાં.
સકલ કલા સુજાણ, ગુણની કરે પીછાન;
સુધાસમ વાણી વરસાવે સહુ જનમાં.
પ્રેમની કદર કરી, સારા સાર મન ધરી;